# ખેડુતોના દુઃખો.

---

હોમ રૂલ લીગ.
૨૫૧ હોર્નબી રોડ,
કોટ, મુંબઈ.

---

નકલો, ૫૦,૦૦૦] કીંમત એક આનો. [ ઓગસ્ટ ૧૯૧૮

# સુચના.

આ લેખમાળાની અત્યાર સુધી છપાતી નકલોની સંખ્યા કમતી ...તાં, હવે પછી આ **સંસ્થાના દરેક સભાસદને એક એક નકલ ભેટ આપી શકાય** એટલી સંખ્યામાં દરેક અગત્યના અંકોની નકલો છાપવાની વ્યવસ્થા થઈ છે. અને તે મુજબ દરેક શાખાને તેન ...માસદોની સંખ્યા જણાવી તેટલી નકલો મંગાવી તેના સભાસ... આપવા વિનંતી છે.

૨૫૧ હૉર્નબી રોડ,
કોટ, મુંબઈ.



**ઉમર સોબાની,**
**શંકરલાલ બેંકર,**
જૉ. ઑ. મંત્રીઓ
હોમ રૂલ લીગ મુંબઈ.

Printed by M. N. Kulkarni, at the Karnatak Printing Press,
No. 434, Thakurdwar, Bombay,

and Published by Umar Sobani, 251, Hornby Road,
Fort, Bombay.

# ખેડુતોના દુઃખો.

હિંદી પ્રજાનો સૌથી અગત્યનો ઉદ્યોગ ખેતી છે. **હિંદની કુલ્લે વસ્તીના ૭૨ ટકા એટલે કે - કરતા પણ વધારે ભાગ પોતાનું ગુજરાન માટે ખેતી ઉપર આધાર રાખે છે**—૬૯ ટકા સાધારણ ખેતી અને ૩ ટકા ઢોર ઉછેર, બાગ અને જંગલની પેદાશ ઉપર જીવે છે. ખેતી ઉપર ગુજરાન ચલાવનારા ૨૧ કરોડ ૭૦ લાખમાંથી ૮૦ લાખ જમીનદારો છે, ૧૬ કરોડ ૭૦ લાખ પોતાની માલકીની કે ભાડુતી જમીન ખેડે છે, ૪ કરોડ ૧૦ લાખ ઉપર ખેડુતના મજુરો વગેરે છે, અને લગભગ ૧૦ લાખ જેટલા મિલ્કતના એજંટો, મેનેજરો અને તેમના હાથ હેઠળના માણસો છે.

ખેતીના પ્રશ્નોનું ગાંભીર્ય તથા મહત્વ આ આંકડાઓ ઉપરથી સમજાશે, અને તે ઉપર બીજી બધી બાબતો કરતાં વિશેષ ધ્યાન આપવાની જરૂર જણાશે. ખેતી દેશનો મોટામાંમોટો ઉદ્યોગ છે, પરંતુ તે ખરેખર લાભકારક છે? ખેડુતો જોઇએ તેટલા આબાદ છે? છેલ્લાં સાઠ વરસમાં યૂરોપ અમેરિકાના દેશોની આબાદી વધતીજ ગઇ છે. તો તે દરમિયાન આપણા ખેડુતોની સ્થિતિ કેટલે દરજ્જે સુધરી છે? આપણી સરકાર સર્વાંશે કુશળ અને ભલી ગણાય છે, તો તેણે ખેતીના વિકાસ માટે શું કર્યું છે?

આ અને આવા સવાલોના સાફ જવાબો નિડરપણે આપવાનો વખત આવી લાગ્યો છે. આ લેખનો હેતુ સત્તાવાર આંકડાની મદદથી ખેતીનાં ખાસ લક્ષણો તપાસી છેલ્લાં સાઠ વરસમાં ખેતી માટે જે કાંઈ થયું છે, તથા જે જે કરવાનું રહી ગયું છે, તેનો અહેવાલ આપવાનો છે, તથા ખેતી સંબંધી સરકારની હાલની રાજનીતિ, ખાસ કરીને ખેડુતોની આંટ તથા મહેસુલની પદ્ધતિ અને એકંદરે ખેતીના ઉદ્યોગની. ગેર-

વ્યત્તાથી પ્રજાને ખમવાં પડતાં દુઃખો દર્શાવી, ખેતી ઉપર નિર્વાહ કરતાં લાખો જીવોની સ્થિતિ સુધારવાને માટે ભારે લડત ચલાવવાની અગત્યતા તરફ જાહેર પ્રજાનું ધ્યાન ખેંચવાનો છે.

હિંદમાં બીજા ઉદ્યોગોની સરખામણીમાં ખેતીનો ઉદ્યોગ કેટલો અગત્યનો છે, તે હિંદી પ્રજાને તેના ગુજરાનના સાધનરૂપ ધંધાવાર વહેંચી નાખવાથી જણાય છે. એવી વહેંચણી નીચેના કોઠામાં કરવામાં આવી છેઃ—

## વસ્તીની ધંધાવાર વહેંચણી ( ૧૯૧૧ નું વસ્તીપત્રક. )

| ધંધો કે ગુજરાનનું સાધન | કુલ્લે સંખ્યા. | બ્રિટિશ હિંદ. | દેશીરાજ્યો. | કુલ્લે વસ્તીના ટકા. |
|---|---|---|---|---|
| **ખેતી વગેરે** | **૨૨૭૦લાખ** | **૧૮૦૦ લાખ** | **૪૭૦લાખ** | **૭૨ ટકા** |
| હુન્નર ઉદ્યોગો. | ૩૫૦ ,, | ૨૭૦ ,, | ૮૦ ,, | ૧૧ ,, |
| વેપાર વણજ વગેરે | ૨૩૦ ,, | ૧૮૦ ,, | ૫૦ ,, | ૭ ,, |
| જાહેર નોકરી, વકીલાત વગેરે ધંધાઓ, હલકી નોકરી. | ૧૬૦ ,, | ૧૧૦ ,, | ૫૦ ,, | ૫ ,, |
| પ્રકીરણ. | ૧૩૦ ,, | ૯૦ ,, | ૪૦ ,, | ૫ ,, |
| કુલ. | ૩૧૪૦ લાખ | ૨૪૫૦ લાખ. | ૬૯૦ લાખ. | ૧૦૦ ટકા |

આમાંથી જાતે ધંધામાં રોકાયેલા માણસોની સંખ્યા લગભગ ૧૫ કરોડ ૩૦ લાખની ( આમાંથી ૪ કરોડ ૮૦ લાખ સ્ત્રીઓ છે ) ગણાય અને તેમાંથી ૧૦ કરોડ ૭૦ લાખ ખેતીમાં, ૧ કરોડ ૯૦ લાખ ઉદ્યોગમાં, ૧ કરોડ ૧૦ લાખ વેપાર વગેરેમાં, ૫૦ લાખ લશ્કર સહિત ઉંચા ધંધાઓમાં, અને બાકીના ૧ કરોડ ૧૦ લાખ હલકી નોકરી સાથે બીજા કામોમાં રોકયલાં છે. આ આંકડાઓની બીજા દેશો સાથે નીચેના કોઠામાં સરખામણી કરેલી છે.

## મુખ્ય દેશોમાં ધંધાવાર કામ કરતી વસ્તી.

| દેશો. | | ખેતી. | હુન્નર ઉદ્યોગ ખાણ વગેરે | વેપાર ધંધો. | ઉંચા ધંધા તથા સરકારી નોકરી. | બીજાઓ |
|---|---|---|---|---|---|---|
| | | લાખ | લાખ | લાખ | લાખ | લાખ |
| યુનાઇટેડ સ્ટેટ્સ, | (૧૯૧૦) | ૧૩૦ | ૧૨૦ | ૬૦ | ૨૦ | ૫૦ |
| જર્મની. | (૧૯૦૭) | ૧૦૦ | ૧૧૦ | ૪૦ | ૨૦ | ૩૦ |
| ફ્રાંસ. | (૧૯૦૬) | ૯૦ | ૬૦ | ૩૦ | ૨૦ | ૧૦ |
| ઇટલી. | (૧૯૧૧) | ૯૦ | ૪૦ | ૧૫ | ૧૫ | ... |
| હંગરી. | (૧૯૧૦) | ૬૦ | ૧૫ | ૫ | ૫ | ૩૦ |
| **હિંદુસ્તાન** | (૧૯૧૧) | **૧૦૭૦** | **૧૯૦** | **૧૨૦** | **૫૦** | **૧૧૦** |

**બીજા ઉદ્યોગ જાતે કરનારા માણસોની સંખ્યાના પ્રમાણમાં ખેતીમાં જાતે કામ કરનારાઓની સંખ્યા બીજા દેશોની સરખામણીમાં હિંદુસ્થાનમાં ઘણી વધારે** છે, અને ઉદ્યોગોમાં રોકાયેલાઓની સંખ્યા બહુ નાની છે. પહેલેથીજ આ દેશમાં જમીન ઉપર ભારબોજો છે, અને તે છેલ્લાં પચાસ વરસ દરમિયાન વધતોજ ગયો છે. પરિણામે ખેતીની આર્થિક સ્થિતિ અત્યન્ત દુઃખદાયક થઈ પડી છે, અને તેનો ખ્યાલ નીચેની વિગત ઉપરથી આવશે.

હિંદનું કુલ ક્ષેત્રફળ ૧૮ લાખ ચોરસ મૈલ છે, એટલે કે ૧,૧૫,૨૦ લાખ એકર છે. બ્રિટિશ હિંદનું ક્ષેત્રફળ ૬૨,૦૦ લાખ એકર છે, અને તેમાંથી ૮૩૦ લાખ એકર એટલે કે લગભગ ૧૩ ટકા જેટલો ભાગ જંગલોથી રોકાયેલો છે. ૧૪,૭૦ લાખ એકર એટલે કે ૨૪ ટકા જેટલો ભાગ વેરાન જમીન, રસ્તાઓ, પાણી કે મકાન વગેરેથી રોકાયેલો હોઇ ખેતીને માટે નિરૂપયોગી છે. બાકીના ૩૯ કરોડ એકર એટલેકે ૬૩ ટકા જેટલો ભાગજ ખેતીને માટે કામ આવે એવો છે. હવે ૧૯૧૩–૧૪ માં ૨૧,૯૦ લાખ એકરમાં વાવણી થઇ હતી, અને તેમાંથી માત્ર ૪,૭૦ લાખ એકર માટેજ પાણીની નહેરો વગેરેની સગવડ હતી. **એટલે કે લગભગ ૧૭,૧૦ લાખ એકર જેટલી જમીન ખેડી શકાય એવી હોવાં છતાં નિરૂપયોગી પડી રહી છે**, અને તે ખેતીના વિકાસને માટે કેટલો અવકાશ છે, તે બતાવે છે.

આ સંબંધમાં પશ્ચિમના દેશો સાથેની સરખામણી ખાસ ધ્યાન ખેંચનારી છે. ઑસ્ટ્રીઆમાં ૭૪૦ લાખ એકરમાંથી ૩૯૦ લાખ એકરમાં વાવણી થાય છે, હંગરીમાં ૮૧૦ લાખમાંથી ૪૩૦ લાખ, ફ્રાંસમાં ૧૩૦૦ લાખમાંથી ૮૫૦ લાખ, જર્મનીમાં ૧૩૪૦ લાખમાંથી ૭૩૪ લાખ, અને ઇટલીમાં ૭૧૦ લાખમાંથી ૪૪૦ લાખ. આ આંકડાઓ ઉપરથી જણાય છે કે **બ્રિટિશ હિંદની ખેડી શકાય એવી જમીનનો પશ્ચિમના મુલકોની માફક ખેતી માટે પુરેપુરો ઉપયોગ કરવા પ્રયત્ન થતા નથી.**

આ સ્થિતિ સુધારી, વધારે જમીન ખેડાતી કરવાની કેટલી જરૂર છે તે તો ખેડાતી જમીનની ખેડુતોમાં વહેંચણી કરતાં દરેક માણસને ભાગે કેટલી જમીન આવે છે તેની તપાસ કરતાંજ સમજાશે. આ સંબંધમાં પ્રથમ યુરોપ અમેરીકાના આંકડા ધોરણ બાંધવા માટે જરૂરનાં છે. ૧૯૧૦ માં યુનાઇટેડ સ્ટેટ્સમાં ખેતીમાં રોકાયેલ દરેક માણસ દીઠ ૩૭ એકર જેટલી સુધારેલી જમીન હતી. જર્મનીમાં દરેક ખેડુત દીઠ ૭ એકર કરતાં વધારે છે. ફ્રાંસ, હંગરી અને ઇટલીમાં ખેડુત દીઠ ૯ાા, ૭ અને ૫ એકર જેટલી ખેડાયલી જમીનનો આંકડો આવે છે. જ્યારે બ્રિટિશ હિંદ કે જ્યાં દરેક ખેડુત પોતેજ જમીન ખેડે છે, તેને ભાગે માત્ર ૨ાા એકર જેટલીજ જમીન આવે છે અને આ આંકડો પણ જમીન બધી ખેડુતોનાજ હાથમાં હોય તો સાચો ગણાય. પણ હકીકતે ૧૨ કરોડ એકર જેટલી ખેડાતી જમીન થોડાક—દશ લાખ કરતાં વધારે નહિંજ—જમીનદારોના હાથમાં છે, અને બાકીના માટે માત્ર ૧૦ કરોડ એકર જમીનજ રહે છે. એટલે **ખેતી કરનાર દીઠ માત્ર એકાદ એકર કરતાં કાંઇક વધારે જમીન આવે છે. અને જો બ્રિટિશ હિંદની સમસ્ત પ્રજાને ખેતી ઉપરજ ગુજરાન ચલાવવાનું હોય, તો દરેક માણસનાં ગુજરાનને માટે અડધા એકરનીજ ઉપજ મળે !**

ખેડુતોના ગુજરાનને માટે માણસ દીઠ જોઇએ તેટલી જમીન નથી એટલુંજ નહિ પણ **બીજા દેશના પ્રમાણમાં જમીનની ઉપજ અતિશય ઓછી છે.** મુખ્ય પાકની એકર દીઠ ઉપજના આંકડાઓ ઉપરથી સાફ જણાય છે કે આ દેશમાં જમીનમાંથી વધારેમાં વધારે પાક

મેળવવાને પ્રયત્ન થતા નથી. હિંદમાં ઘઉંની એકર દીઠ સરેરાસ ઉપજ ૯ થી ૧૨ બુશલ છે. જ્યારે આયર્લૅંડમાં ૩૭, સ્કૉટલૅંડમાં ૩૯, ઈંગ્લંડ અને વેલ્સમાં ૩૧, કેનેડામાં ૨૦ થી ૩૦, ન્યુ ઝીલાંડમાં ૩૪, યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૭, ઑસ્ટ્રીઆમાં ૨૦, હંગરીમાં ૨૧, ફ્રાંસમાં ૨૦, જર્મનીમાં ૩૨, પ્રુશીઆમાં ૪૦, સેક્ષનીમાં ૪૫ છે. અત્રે એટલું જણાવવાની જરૂર છે કે હિન્દની સાધારણ સરેરાશ ખરેખર તો ૧૨ બુશલ કરતાં પણ ઓછી છે.

ઉપરના આંકડાઓ ઉપરથી જણાશેકે ખેડુતોની એટલે પ્રજાના મોટા ભાગની સ્થિતિ બીજા દેશની સરખામણીમાં કેવી છે. પરન્તુ તે ઉપર વધારે અજવાળું તો દેશની દોલત અને આવક સંબંધી આંકડાઓ નાંખે છે. એ સંબંધમાં હિન્દ જગતના મુખ્ય દેશોની સરખામણીમાં સઉથી ઉતરતું છે.

**કુલ્લે અને માણસ દીઠ દોલત અને આવક.**

| દેશ. | દેશની કુલ્લે દોલત. લાખ પાઉંડ. | દેશની કુલ્લે આવક લાખ પાઉંડ. | માણસ દીઠ દોલત. પાઉંડ. | માણસ દીઠ આવક. પાઉંડ. |
|---|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૩૯,૧૨,૪૦ | ૫,૦૦,૦૦ | ૩૯૧ | ૫૦ |
| ,, કીંગડમ | ૧૬,૫૦,૦૦ | ૨,૧૪,૦૦ | ૩૬૬ | ૪૭ |
| ન્યુ ઝીલાંડ | ૩૨,૦૦ | ૪,૦૦ | ૩૨૦ | ૪૦ |
| ઓસ્ટ્રેલીઆ | ૧,૩૧,૨૦ | ૧૬,૪૦ | ૨૬૨ | ૩૩ |
| કેનેડા | ૨,૦૭,૨૦ | ૨૫,૯૦ | ૨૫૯ | ૩૨ |
| ફ્રાન્સ | ૧૧,૬૭,૫૦ | ૧,૪૬,૦૦ | ૨૯૨ | ૩૮ |
| જર્મની | ૨૦,૦૦,૦૦ | ૨,૦૦,૦૦ | ૨૯૪ | ૨૯ |
| ઓસ્ટ્રીઆ-હંગરી | ૧૨,૫૦,૦૦ | ૧,૪૦,૦૦ | ૨૪૦ | ૨૭ |
| ઇટલી | ૮,૦૦,૦૦ | ૮૦,૦૦ | ૨૨૮ | ૨૩ |
| રશીઆ | ૧૩,૦૦,૦૦ | ૧,૬૦,૦૦ | ૭૬ | ૯ |
| **હિંદ** | **૩,૫૦,૦૦** | **૬૦,૦૦** | **૧૧** | **૧.૯** |

હિન્દમાં મનુષ્યના આયુષ્યની સરેરાશ એ પણ આ દેશની આર્થિક સ્થિતિનું એક ચોંકાવનારૂં લક્ષણ છે. **આ દેશમાં સ્ત્રી પુરૂષોના આયુષ્યની સરેરાશ ૨૨.૫૯ અને ૨૨.૩૧ છે. જ્યારે ઇંગ્લાંડમાં તે ૪૬.૦૪ અને ૫૦.૨** છે. વળી જ્યારે વિલાયતમાં પુરુષની જીંદગીની

સરેરાશ ૧૯૦૧ માં ૪૪.૦૭ થી વધીને ૧૯૧૧ માં ૪૬.૪૦ થઈ છે ત્યારે હિન્દમાં તે સરેરાશ વરસો વરસ ઓછીજ થતી જાય છે. ૧૮૯૧ માં તે ૨૪.૫૯ હતી, ૧૯૦૧ માં ૨૩.૬૩ અને ૧૯૧૧ માં ૨૨.૩૧ હતી.

હિંદની પાકવાર જમીન, તેની ઉપજ, તથા નિકાસ વગેરે આંકડા નીચેના કોઠામાં આપવામાં આવ્યા છે:—

| પાક. | એકર જમીન. | ઉપજ. | નિકાશ. | નિકાશની કીંમત. |
|---|---|---|---|---|
| | લાખ | | | |
| ચોખા | ૭૭૦ | ૨૮૦લા. ટન. | ૨૫ લા. ટ. | ૧૭૭.૫ લા. પૌં. |
| ઘઉં | ૨૩૦ | | ૧૨.૫ ,, | ૮૭૦.૫ ,, |
| જવાર | ૨૧૦ | ૮૪ | ૫ ,, | ૩૦ ,, |
| બાજરી, મકઇ, ચણા | ૩૮૦ | ૪૦ | | |
| શેરડી | ૨૭ | ૯૦ | | |
| રૂ. | ૧૬૦ | ૫૮ લા. ગાં. | ૫ ,, | ૨૭૫ ,, |
| શણ. | ૩૦ | ૮૯ ,, | ૭.૫ ,, | ૨૦૫ ,, |
| કરીયાણાં | ૧૫૦ | ૨૫ લા. ટ. | ૧૫ ,, | ૧૭૦ ,, |

ઉપરના આંકડાઓ ઉપરથી સમજાશે કે હિન્દમાં જમીનની ખોટ નથી પરંતુ જોઇએ તેટલી જમીન ખેડાતી નથી, અને જે જમીન ખેડાય છે, ત્હેમાં જોઇએ તેટલી ઉપજ નથી, એટલે માણસ દીઠ આવક બીજા દેશોની સરખામણીમાં બહુજ કમી રહે છે, અને તેથી ઉપજતી તંગીને પરિણામે માણસની જીંદગી પણ ટુંકી થતી જાય છે. આ સ્થિતિ અત્યંત દુ:ખદ છે, અને તે સુધારવાને સત્વર પગલાં લેવાની જરૂર છે. આ દેશનો ખેડુત બીજા દેશોની સરખામણીમાં કોઇપણ રીતે ઉતરતો નથી. તે ખરેખર હુંશીયાર અને મહેનતુ છે, પરંતુ જે સંજોગોને લીધે તે વધુ ઉત્પન્ન કરી શકતો નથી, તે સંજોગો ઉપર તેનો કાબુ નથી. ડા. વેલ્કરે હિન્દી ખેતીના સુધારાના સંબંધમાં કરેલા રિપોર્ટમાં જણાવ્યું છે કે "ઉત્તમ હિન્દી ખેડુત બ્રિટિશ ખેડુત જેટલોજ સારો છે, કેટલેક અંશે તો તેના કરતાં પણ ચઢીયાતો છે, અને તે ખરાબ હાલતમાં હોય ત્યારે એટલુંજ કહી શકાય કે તે હાલતનું કારણ મોટે ભાગે સુધારાને માટે

જરૂરની સગવડનો અભાવજ છે, અને તેવી મુશ્કેલી તો ભાગ્યેજ બીજા કોઈ પણ દેશમાં હશે. " આ અભિપ્રાય કેટલે અંશે સત્ય છે, તે તો નીચે આપેલી ખેડુતોના દુઃખોની ટીપ ઉપર થી સમજાશે.

**૧. જમીન મહેસુલ**—ખેડુતોનું મોટામાં મોટું દુઃખ તો મહેસુલ સંબંધી છે. **સરકારની જમીન મહેસુલની પધ્ધતિ એટલી તો આકરી છે કે તેને લીધે આપણો ખેડુત વર્ગ આજે ભારે કરજમાં ડુબી ગયેલો છે,** હવે તો માત્ર તેની પાયમાલીજ થવી બાકી રહી છે. એ હકીકતથી સરકાર અજાણ નથી, એટલે શીક્ષીત વર્ગ તરફથી એ સંબંધમાં સરકારનું ધ્યાન વારંવાર ખેચવામાં આવ્યું છે, પરંતુ સરકાર તરફથી દાદ મળતી નથી.

એ સંબંધમાં આપણા પ્રાંતનોજ ઇતિહાસ કેટલેક અંશે જાણવા જેવો છે. ૧૮૬૦–૭૦ ની સાલના છાપાઓ પરથી જણાય છે કે મહેસુલ સંબંધી સરકારની સખ્તાઇને લીધે દખણના ખેડુતોની થઇ પડેલી દયાજનક સ્થિતિ તરફ સરકારનું ધ્યાન ખેંચવાને લોકનાયકોએ વખતો વખત પ્રયત્ન કર્યા, પરંતુ સરકારનો આકાર મરાઠા રાજ્યની સરખામણીમાં ઓછો છે અને કરજનું કારણ તો ખેડુતોનું ખરચાળ-પણું છે એવા અધિકારીઓના આગ્રહી મતને લીધે સરકારે કાંઈ પણ પગલાં લીધાં નહી. છેવટે ૧૮૭૪ માં સ્થિતિ અસહ્ય થઇ પડતાં નીરાશ થયેલી, ઉશ્કેરાયેલી અજ્ઞાન પ્રજાએ હુલ્લડ કરી મારવાડી શાહુકારનાં નાક કાપ્યાં. એટલે સરકારની આંખ ઉઘડી. તે વખતના ગવર્નર સર ફિલિપ વુડહાઉસે મહેસુલમાં છુટછાટ મૂકવાનો ઠરાવ બહાર પાડયો પરંતુ અધિકારિઓએ તેને બાજુએ મૂકવાને બનતો પ્રયત્ન કર્યો. છતાં ખેડુતોની કરજદારી સંબંધી તપાસ કરવા સર કેર્ડના પ્રમુખપણા હેઠળ એક કમિશન નીમાયું, અને ખેડુતોની વધતી કરજદારીના એક કારણ તરીકે મહેસુલ પદ્ધતિની સખ્તાઈ વખોડી કાઢી. પરંતુ મહેસુલ ખાતાના અમલદારો તે મત સામે થયા અને રૈયતનું દુઃખ દુર કરવાને કાંઇ પણ થયું નહિ. છેવટે પ્રજાની ભારે ચળવળથી હિંદી સરકારને વચ્ચે પડવાની ફરજ પડી, અને પરણામે મી. હોપે " દખણ ઍગ્રિકલ્ચરીસ્ટ રીલીફ બીલ " ધારા સભામાં રજુ કર્યું; પરંતુ તે વડે માત્ર સાહુકારો ઉપર અંકુશ મૂકાયો, અને સરકારની પદ્ધતિ તો કાયમજ રહી.

એ બીલના પણ એવા હાલ થયા કે અધિકારીઓ આજે કબુલ કરે છે કે તે નિષ્ફળ નિવડયું છે. જમીન મહેસુલ પણ, કારોબારીજ સભાની મુનસફી ઉપર રાખવાને બદલે, ધારા સભાના અંકુશ હેઠળ મુકાવું જોઇએ, તે માટે ધારા સભાની સંમતિ મેળવવી જોઇએ, એવો શિક્ષિત વર્ગે વખતો વખત આગ્રહ કર્યો છે. પરંતુ અધિકારીઓના દુરાગ્રહને લીધે એ સંબંધમાં કાંઇ પણ સુધારો થતો નથી. સંસ્થાનો માટે એ સંબંધમાં જુદીજ રાજનીતી અખત્યાર થઈ છે. ૧૭૯૩ પછી આસ્ટ્રેલીયા, ટાસ્માનિયા, ન્યૂઝીલંડ વગેરેમાં લાખો એકર જમીન અમૂક રકમ લઇ રૈયતને વેચી દેવામાં આવી છે, અને તે પછી રૈયત પાસેથી કશું લેવાતુ નથી. સર આર્થર હોબહાઉસે ( ૧૮૭૦–૫ સુધી વાઇસરાયની કારોબારી સભાના સભાસદ હતા ) ૧૮૭૯ માં લખ્યું કે “ નાના અને નબળામાં નબળા અંગ્રેજી રાજ્ય તરફ એવી વર્તણુક ચલાવવાની આપણે હિંમત કરી શકીએ નહી. ” એ એમણે રૂની જગાતવિષે લખ્યું પરંતુ તે જમીન મહેસુલની પધ્ધતીને પણ પૂરે પૂરૂં લાગુ પડે છે.

જમીન મહેસુલના સંબંધમાં મુંબઇની માફક બીજા પ્રાંતની રૈયતને પણ ખમવું પડયું છે, અને તેનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. પરંતુ તે વિગતમાં ઉતરવાને બદલે અત્રે તો જમીન મહેસુલના વહિવટની હાલની પદ્ધતિ સંબંધી કેટલાક પ્રસિદ્ધ અમલદારોનાજ વિચારો જણાવવા બસ છે. કાયમને માટે મુકરર થયેલા આકારવાલો પ્રદેશ બાજૂએ મુકીએ તો બધા પ્રાંતોમાં જમીન મહેસુલની આંકણી મોટે ભાગે અટકળ પર થાય છે. ૧૯૧૩ માં હિન્દી ફાઇનાન્સ કમિટી આગળ સાક્ષી આપતાં સર ચાર્લ્સ ટ્રેવેલિયને જણાવ્યું હતું કે “ જમીનની આંકણી માટે ગમે તેટલી વિગતવાર તપાસ કરવાની હોય, પરંતુ અંતે તો આંકણી કરનાર અમલદારના મત ઉપરજ તેનો આધાર રહેલો છે. આમાં સ્હેજ પણ શંકા નથી. મેં જાતે આંકણી કરેલી છે એટલે હું જાણું છું. ” જો વિગત ભરોસાદાર નહીં હોય તો અમલદાર એટલું તો જાણે છે કે એનો પગાર તો મહેસુલના વધવા ઉપરજ આધાર રાખે છે. મદ્રાસ અને મુંબઇમાં રૈયતવારી પધ્ધતી પ્રચલિત છે અને તેને અંગે ૧૮૬૪ માં હિન્દી પ્રધાનનો ઠરાવ છે કે ખેતીનો ખરચ બાદ કરતાં ચોખી ઉપજના ૫૦ ટકા કરતાં આકાર વધારે હોવો જોઇએ નહીં. પરંતુ આ નિયમનો અમલ થતો નથી. વરસો

ઉપર સર બાર્ટલ ફ્રિયરે પોતે કબુલ કર્યું કે હિન્દી પ્રધાનનો નિયમ હિન્દી મહેસુલ ખાતાના અમલદારોએ બાજુ મુકયો હતો અને હકીકતે તો તેથી પણ ઘણું વધારે લેવાતું હતું. તે માટે કાંઈ પણ ધોરણ તો રાખ્યુંજ નહોતું, એટલે વિગત ન હોય ત્યાં ચોખી આવકનો ગમે તેટલો ભાગ લેવાય, નહી તો મૂડી ઉપરનું વ્યાજ તથા ખેતીની મજૂરી બાદ કરતા રહેલી તમામ ઉપજ ઉપર તરાપ પડે અને ખેડુતને કશુંએ ન રહે, અને કોઈ વખતે તો તેથી પણ વધારે લેવાય, અને મૂડી ઉપર વ્યાજ કે પુરી મજૂરી પણ ન બચે. હિન્દના ખેરખાંહ સર વિલિયમ વેડરબર્નને તો એ સંબંધમાં એવો પણ અનુભવ થયો છે કે **થયેલો પાક ખેતીની મજુરી આપવા પુરતો પણ નહીં હોય અને સરકાર ધારો તો બહાર મજુરી કરી મેળવેલા પૈસામાંથી કે શાહુકાર પાસેથી ઉછીના લીધેલા નાણાંમાંથી અપાય.**

ખેડુતોના ઉપર થતા જુલમનો કાંઈક ખયાલ ઉપરના અભિપ્રાયો આપશે. સરકારની પદ્ધતી ખરેખરી અન્યાયથી ભરેલી છે, અને તે સામે વરસો થી સખ્ત પોકાર પણ થાય છે. છતાં ખેડુતોને અત્યાર સુધી કાંઈ ખાસ રાહાત મળી નથી. માત્ર લૉર્ડ રિપનની કારકીર્દી દરમિયાન હિંદી સરકારે એક ઠરાવ બાહેર પાડી રૈયતની ફરીયાદો ઘણે અંશે સ્વીકારી, પ્રાંતિક સરકારને જણાવ્યું કે ખાસ સંજોગોમાં જરૂર ન જણાય અથવા મહેસૂલમાં પુરતો લાભ થવાની ખાત્રી ન થાય ત્યાં સુધી સરકાર આંકણીમાં ફરીથી તપાસ કરવાની માગણી સ્વીકારશે નહીં. પરંતુ તેથી રૈયતને કશોજ લાભ થયો નહીં. ઉલટું જ્યાં મહેસૂલ વધવાનો સંભવ હોય ત્યાં ફરીથી આંકણી થઇ છે અને રૈયતની ના ન પાડી શકાય એવી મુશ્કેલીઓના સંજોગો બાદ કરતાં પ્રજાને રાહાત આપવામાં આવી નથી. એ સંબંધમાં એકજ દાખલો આપવો બસ છે. બંગાલમાં મિદનાપુર જીલ્લામાં એરીંચ પરગણું છે. એની આંકણી કાયમને માટે મુકરર થએલી નથી એટલે સરકારે ૧૮૭૮ માં રૂ ૪૩,૦૦૦ થી વધારી ને મહેસુલ રૂ ૭૩,૦૦૦ ઠેરવી, અને પરિણામે ૭૫૦૦૦ ખેડુતોની પાયમાલી થઇ. કારણ કે વીંઘે ખેતીનો ખરચ (જમીનના ભાડે સાથે) રૂ. ૩—૯—૦ હતો અને ઉપજની કિંમત વીંઘે ૩—૧૨—૦ હતી. એટલે ખેડુતને વીંઘે ત્રણ આના રહ્યા. અને સાધારણ રીતે ખેડુતો

પાસે માત્ર ત્રણ ચાર વીઘાંજ જમીન હતી. એટલે **આખા વરસની મેહનતના બદલામાં ૯ થી ૧૨ આનાની રકમ સરકારે ઉદારતાથી તેની પાસે રહેવા દીધી. આ હકીકત ઊપર ટીકા કરવાની જરૂર નથી.**

જમીન મહેસૂલના ઇતિહાસમાં ખેડુતો ઉપર થયેલા અન્યાય સંબંધી ઘણું જાણવા જેવું છે, પરંતુ તેમાં જે બે મુખ્ય મુદ્દાઓ તરી આવે છે તે નીચે પ્રમાણે છે:—

**૧. જમીન મહેસુલ એ કારોબારી સરકારની નિરંકુશ સત્તા હેઠળ રાખવામાં આવેલો એકજ કર છે.**

**૨. જમીન મહેસુલની પધ્ધતીની સખ્તાઈ અને તેથી ખેડુતોની થતી પાયમલી લોક નાયકોના અનેક પ્રયત્નો છતાં સરકાર વરસો થયા સ્વીકારવાની ના પાડી રહી છે.**

જમીન મહેસુલના વહિવટના સંબંધમાં એક અગત્યની બાબત તો જમીન પર થયેલા સુધારાને અંગે આકારમાં થતો વધારો છે. ૧૮૬૪ માં હિંદી પ્રધાને જાહેર કર્યું કે જમીનના સંબંધમાં માલીકે કરેલા સુધારાને અંગે મહેસુલમાં વધારો થવો જોઇએ નહીં, અને તે ખાસ એટલાજ હેતુથી કે ખેડુતોને પોતાને ખરચે કૂવા ખોદી જમીન સુધારવાને ઉત્તેજન મળે. તદ અનુસાર આપણા પ્રાંત માટે ૧૮૯૫ માં ઘડાએલા Bombay Act I ની ૩૦ મી કલમમાં જણાવવામાં આવ્યું કે આ કાયદા હેઠળ થયેલી આંકણીની મુદત દરમિયાન ખાનગી મૂડી કે સાધનમાંથી માલીક કે ખેડુતે કરેલા સુધારાને આધારે નહીં પણ જમીનની કિંમત એટલે વ્યવહારની સગવડ, ઉત્પન્ન થતી વસ્તુઓના ભાવ, અને જમીનના ગુણના આધારેજ વધારો થશે." એટલે રૈયતે બાંધેલા કૂવા કર રહિત રહેશે એમ રૈયતને સમજાવવામાં આવ્યું. છતાં વ્યવહારમાં તે કબૂલાતનો અનાદર થયો. અમલદારોએ એનો યુક્તિસર તોડ કાઢ્યો. જ્યાં સપાટીથી અમુક અંતરે પાણી હોય ત્યાં કુદરતી રીતે જમીનની કિંમત વધે છે એમ ઠરાવી પ્રમાણમાં કર વધારવાની પ્રથા ઘડી.

જમીન મહેસૂલના વહિવટના સંબંધમાં ખાસ દુઃખદાયક બાબત તો એ છે કે પાક **નિષ્ફળ નિવડવાથી ઉત્પન્ન થયેલી**

દુકાળની સ્થિતિમાં પણ અધિકારિઓ નિર્દયતાથી રૈયત પાસે મહેસુલ ઉઘરાવે છે. એ સંબંધમાં ૧૮૭૭ માં વાયવ્ય પ્રાંતોમાં અધિકારીઓએ વર્તાવેલા ત્રાસની હકીકત જાણવા જેવી છે. એ સાલમાં હિન્દમાં લગભગ સર્વત્ર દુકાળ હતો. પરંતુ સરકારે ઠરાવ કરી જાહેર કર્યુંકે દરેક ભુખે મરતા માણસને બચાવવાને સરકાર બંધાએલી નથી. અને તે વિચાર પ્રાંતના લેફ્ટનંટ ગવરનરે ખુશીથી ઉપાડી લઈ પ્રજાના ભયંકર દુઃખો તરફ શરમ ભરેલી બેદરકારી બતાવી. મરણનું પ્રમાણ ઓછું જણાવવા માંડયું. તે સંબંધી ગમે તેવા ખુલાસા આપવા પ્રયત્ન કર્યો. લોકોની સ્થિતિ સંબંધી સત્ય કહેનાર કુશળ અને પ્રમાણિક અધિકારીઓને પજવ્યા અને શહેનશાહની વફાદાર પ્રજામાંથી ૧૦ લાખ માણસ ભુખમરાના ભયંકર મોતે મરણ પામ્યાં. એ દુઃખોમાં અધિકારીઓએ નિર્દયપણે મહેસુલ ઉઘરાવી વધારો કર્યો. પ્રથમ તો દુકાળથી પીડાયેલા વિભાગોમાં મહેસુલ મુલતવી રાખવાની ગવર્નરે પરવાનગી માંગી. તેણે લખ્યું કે "જો હમણાં ગ્રામ્ય પ્રજા ઉપર દબાણ થશે તો તેની પાયમાલી થશે". પરંતુ હિન્દી સરકારે તે અરજી પાછી વળી અને ગવર્નરને મહેસુલ વસુલ કરવાને કહ્યું. પરિણામે ગવર્નરે એ સુચનાનો ઉલટભેર એવો તો અમલ કર્યો કે રૈયતની ખરેખર પાયમાલી થઇ. સરકારની આંખ ઉઘાડવા પ્રજા તરફ દિલસોજી ધરાવનાર જીલ્લા અમલદારોએ પ્રયત્ન કર્યો પરંતુ તેમને સરકારના હુકમનો અમલ કરવો પડયો. છાપાઓમાં સખ્ત પોકાર ઉઠાવવામાં આવ્યા પણ તે નિષ્ફળ નિવડ્યા અને પ્રજાને અંતે જુલમને આધીન થવું પડયું. પરંતુ દુકાળ વગેરે પ્રસંગે મહેસુલ મુલતવી રાખવાના સંબંધમાં અધિકારીઓ કેવી ન્યાય વૃત્તિથી વર્તે છે, રૈયતના સુખદુઃખ માટે કેટલી કાળજી બતાવે છે તે તો આપણે હાલના ખેડા જીલ્લાના પ્રકરણ પરથી સમજીએ છિએ. એટલે એ સંબંધમાં વધુ કહેવાની જરૂર નથી.

સરકાર ખેડુતો પાસેથી ભારે કર લે છે તો તેના બદલામાં ખેડુતને શું મળે છે તે તપાસવાની જરૂર છે. સુધરેલા દેશોમાં ખેતીના વિકાસ માટે સરકાર ખેડુતોને અનેક પ્રકારની સગવડ કરી આપે છે અને આપણા પછાત દેશમાં તેટલી સગવડોની આશા નહીં રાખીએ તો ખેડુતોની ખાસ જરૂર એવી સગવડો તો સરકારે પુરી કરવીજ જોઇએ. પણ નીચેની

તપાસ પરથી જણાશે કે સરકારે એ સંબંધમાં જે પગલાંઓ લેવા જોઇએ તે યોગ્ય પ્રમાણમાં લીધાં નથી.

**૨ પાણીના બાંધકામો.**—આ દેશના ખેડુતને માટે મોટી મુશ્કેલી પાણી સંબંધી છે. પશ્ચિમના મુલકની જમીનમાં ભીનાશ તો હોય છેજ એટલે ત્યાંની મુશ્કેલી તો વખતોવખત વધારાનું પાણી કાઢી નાંખવાની હોય છે પરંતુ અહીંની જમીન સુકી હોય છે એટલે અહીં તો પ્રશ્ન જમીનમાં ભીનાશ રાખવાનો છે.

હિન્દના મોટા ભાગને માટે નહેર, તળાવ, કુવા વગેરે, પાણીની સગવડને માટે અતિશય જરૂરનાં છે. પંજાબના અડધો અડધ ભાગમાં અને આખા સિંધમાં તે વગર ખેતી થઇ શકે તેમ નથી. જ્યાં વરસાદ સાધારણ રીતે ઓછો પડે છે એવા ભાગ એટલે કે ઉત્તરમાં, દીલ્લી, આગ્રા અને આસપાસના મુલકમાં અને દક્ષિણમાં નાસિકથી કેપ કામોરીન સુધી તે સગવડ વગર ચાલે તેમ નથી. મહા નદી અને ગંગાના પ્રદેશમાં એ સગવડો તદન જરૂરની તો નથી પરંતુ વરસાદ ઓછો વત્તો પડે તે વખતે જો હોય તો ખેડુતોને નુકસાન થતું અટકે. ટુંકમાં દક્ષિણ બ્રહ્મદેશ કે જ્યાં વરસાદ નિયમિત રીતે સારો પડે છે, તે સિવાય હિન્દમાં સર્વત્ર નહેરો વગેરેની જરૂર છે.

૧૯૧૪–૧૫ ના વર્ષમાં બ્રિટીશ હિન્દમાં બાવીસ કરોડ સીતેરલાખ એકર ખેડાયલી જમીનમાંથી માત્ર ચાર કરોડ સિતેર લાખ એકર જેટલી પાણીની સગવડવાળી હતી, અને તેમાંથી લગભગ એક કરોડ નેવું લાખને માટે સરકારી નહેરો, પચ્ચીસ લાખ એકરને માટે ખાનગી નહેરો, સિતેર લાખ એકરને માટે ખાનગી તળાવો અને એક કરોડ પચીસ લાખ એકરને માટે ખાનગી કુવાની સગવડ હતી. **આ ઉપરથી જણાશે કે સરકારી નહેરોમાંથી માત્ર એક કરોડ નેવું લાખ એકર જેટલી જમીનને પાણી મળે છે અને બાકીની બે કરોડ એંશી લાખ એકર જેટલી જમીનને માટે ખાનગી બંદોબસ્ત છે.** હવે કુલ્લે ખેડાએલી જમીનમાંથી પાણીની સગવડવાળી જમીનનું પ્રમાણ સિંધ માટે ૮૨ ટકા, પંજાબ માટે ૪૩, સંયુકત પ્રાન્ત માટે ૩૧, મદ્રાસ માટે ૨૮, બિહાર ઓરિસ્સા માટે ૧૮, દિલ્લી માટે ૧૩, બંગાળ માટે ૯, બ્રહ્મદેશ માટે ૮, મુંબાઈ માટે ૪ અને મધ્ય પ્રાન્ત તથા બીરાર માટે ૩ હતું; એટલે હજુ નહેરો વધારવાની ખાસ

કરીને મુંબઇ, મદ્રાસ, સંયુકત પ્રાંત, મધ્યપ્રાન્ત વગેરે માટે અતિશય જરૂર છે. સરકાર નહેરોના બાંધકામ ઉપર ધ્યાન આપે છે, જો કે દેશની જરૂરીઆતને માટે તે પુરતું તો નહિજ ગણાય, પરંતુ તળાવ, કુવા તથા ટાંકાં વગેરેના સંબંધમાં તે કેટલીક બેદરકાર છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | | ૧૮૯૩ -૯૪ | ૧૯૦૨ -૩ | ૧૯૧૦ -૧૧ | ૧૯૧૩ -૧૪ | ૧૯૧૪ -૧૫ |
|---|---|---|---|---|---|---|
| | | | લાખ એકર | | | |
| કુલ ખેડાયેલી જમીન | | ૧૯૭૦ | ૨૩૪૦ | ૨૫૬૦ | ૨૪૮૦ | ૨૨૭૦ |
| પાણીની સગવડવાળી ,, | | ૨૭૦ | ૨૩૦ | ૪૧૦ | ૪૭૦ | ૪૭૦ |
| સરકારી નહેરોવાળી ,, | | ... | ૧૩૦ | ૧૬૦ | ૧૮૦ | ૧૯૦ |
| તળાવો વાળી | ખાનગી | ... | ૫૦ | ૬૦ | ૬૦ | ૭૦ |
| કુવા | ખાનગી | ... | ૧૨૦ | ૧૦૦ | ૧૪૦ | ૧૩૦ |
| બીજા સાધન | ખાનગી | ... | ૧૦ | ૭૦ | ૭૦ | ૬૦ |
| સરકારી નહેરોવાળી જમીન. | | ... | ૧૩૦ | ૧૬૦ | ૧૮૦ | ૧૯૦ |
| ખાનગી. | | ... | ૨૦૦ | ૨૫૦ | ૨૯૦ | ૨૮૦ |

હિન્દમાં પાણીનાં બાંધકામો કાંઈ નવાં નથી, તે ખચિતજ બ્રિટીશ સરકારે તો દાખલ કર્યાંજ નથી પરંતુ તે હિન્દમાં જમાના થયા છે. બ્રિટીશ સરકાર તરફથી જો કાંઈ થયું હોય તો તે ૧૮૭૦ ની સાલ પછી નહેરોના બાંધકામનો સુધારોજ છે. તે સુધારો પણ માત્ર જમનાની તથા કાવેરીની નહેરોમાંજ થએલો છે, અને છતાં નવી નહેરોનું બાંધકામ તો પુરાણી કાવેરી નહેરના ધોરણ ઉપરજ થએલું છે. દેશના ઘણા ભાગમાં આજે પણ હિન્દુ અને મુસલમાન રાજાઓ તરફથી ખોદા-

એલી નહેરો મળી આવે છે અને ખાસ કરીને દક્ષિણ અને મધ્યપ્રાંતમાં હિન્દુ રાજાઓ તરફથી બંધાયેલા હજારો કુવાઓ, તળાઓ, ખંડીએર હાલતમાં પડેલા જોવામાં આવે છે. આમાંથી માત્ર મદ્રાસમાંજ સરકારે થોડાક કુવાઓ સમાર્યા છે. પરંતુ પદ્ધતિસર સુકાઈ ગયેલા કે પૂરાઈ ગયેલા કુવા–તળાવો ઉપયોગમાં લાવવાને સરકાર તરફથી પ્રયત્ન થાય તો હજારો એકર જમીનને સહેલાઇથી પાણી મળે. દક્ષિણ હૈદ્રાબાદની અંદર જંગલોમાં મોટા તળાવોના ખંડીએરો છે. ઉદયપુરનું પ્રખ્યાત તળાવ કે જે હિન્દુસ્તાનમાં મોટામાં મોટું ગણાય છે તેનો પણ ખેતીના કામ માટે ઉપયોગ થતો નથી. રજપૂતાના અને મધ્યપ્રાન્તોમાં કેટલાક જુના તળાવોમાંથી ખેતી માટે પાણી લેવાય છે પરંતુ મોટે ભાગે તો તે પાણી વગરના કોઈ નિરૂપયોગી થઈ પડેલા છે.

દેશની ખેતીની ઉપજ–દેશની અનાજની ઉપજ વધારવાને અને હિન્દને દુકાળમાંથી બચાવવાને માટે ૧૮૭૦ ના દુકાળ કમિશને પાણીના બાંધકામને સૌથી અગત્યનું સ્થાન આપવાની ભલામણ કરી હતી. પરંતુ ૧૮૮૦ ની સાલથી સરકાર ઉછીના લીધેલા પૈસા પાણીના બાંધકામને બદલે રેલ્વે માટેજ ખર્ચે છે. આ રાજનીતિ ખરેખર અતિશય હાનિકારક છે અને આર્થિક દૃષ્ટિએ તે વખોડી કાઢવા જેવી છે. પાણીના બાંધકામથી જમીનની ઉપજ વધે છે અને પ્રજાની દોલત તથા આવકમાં પણ વધારો થાય છે. વળી આડકતરી રીતે તેથી બીજા પણ ઘણા લાભો થાય છે. ઘાસ ચારો વધારે પ્રમાણમાં મળતાં ઢોરોની સંખ્યા વધે છે. ખેડી શકાય એવી જમીનમાં વધારો થતાં, ઘીચોઘીચ વસાએલી જમીનમાં ભીડ ઓછી થાય છે. અને ખેડુતોની સ્થિતિ સુધરતાં ખેતીને લગતા બીજા ઉદ્યોગો ઉભા કરવાની તક મળે છે. આમાંનો કોઇપણ લાભ રેલ્વેના વધારાથી થતો નથી. કારણ કે તે તો માત્ર અનાજ ઉત્પન્ન થયા પછી બીજા ભાગમાં લઈ જવા માટેજ ઉપયોગમાં આવે છે. **રેલ્વેથી દુકાળમાં પ્રજાનું રક્ષણ થાય છે એમ કહેવાય છે પરંતુ તે નજીવુંજ છે. સાચું રક્ષણ તો વરસાદ ન થાય ત્યારે પણ પાક નિષ્ફળ ન નિવડે એવી પાણીની સગવડ કરવાથીજ થઈ શકે તેમ છે.** પાણીના બાંધકામ કરતાં રેલ્વેને વધારે અગત્યની ગણવી એ ઔષધને આરોગ્ય કરતાં વધારે ગણવા બરાબર છે.

આ પ્રશ્નનો નાણાં સંબંધી વિચાર પણ પાણીના બાંધકામ ફાયદાકારક છે એમ પુરવાર કરી આપે છે. ૧૯૧૬–૧૭ ના અંતમાં સરકારી રેલ્વે કે જેમાં કુલે છત્રીસ કરોડ પચાસ લાખ પાઉંડ જેટલી મૂડી રોકાયેલી હતી તેનો ખર્ચ અને વ્યાજ આપતાં ચોખ્ખો નફો માત્ર ૧.૮ ટકા જેટલો હતો જ્યારે **પાણીના બાંધકામ કે જેમાં રોકાયેલી મુડી ચાર કરોડ ચાલીસ લાખ પાઉંડ જેટલી હતી તેના ઉપર પાંચ ટકા જેટલો નફો મળ્યો.**

વિશેષમાં એટલું જણાવવાની જરૂર છે કે, રેલ્વે તથા નહેરો વગેરેના બાંધકામની શરૂઆતથી આજ સુધીમાં **પાણીના બાંધકામોમાંથી તે માટે થએલા ખર્ચ કરતાં તેમાંથી થયેલો ચોખ્ખો નફો વધારે છે.** જ્યારે રેલ્વેના સંબંધમાં વ્યાજ વગેરે ચાલુ ખર્ચ આપ્યા પછી દેવુંજ રહ્યું છે. કારણ કે ૧૯૦૦ ની સાલ સુધી થએલું દેવું ત્યાર પછી થએલા નફામાંથી વળી ગએલું નથી.

જો કે દુકાળ કમિશને પાણીના બાંધકામને સૌથી વધારે મહત્વનાં ગણ્યા છે છતાં સરકાર તરફથી તેની ભલામણનો અનાદરજ થયો છે. ૧૮૮૨ થી ૧૮૯૭ સુધીમાં સરકારે પોતાની આવકમાંથી વીસ કરોડ દશ લાખ પાઉંડ રેલ્વે પાછળ ખર્ચ્યા છે અને પાણીના બાંધકામ માટે તો તે મુદત દરમિયાન માત્ર બે કરોડ નેવું લાખ પાઉંડજ ખર્ચ થયો છે. તે ઉપરાંત મુડીમાંથી જ્યારે ચાર કરોડ પચાસ લાખ પાઉંડ રેલ્વે પાછળ ખર્ચાયા છે ત્યારે પાણીના બાંધકામ માટે માત્ર નેવું લાખ પાઉંડજ મળ્યા છે. રેલ્વે **પાછળ પૈસા ખરચવાથી બ્રિટીશ વેપારીઓ તથા વહાણવટીઓને સારો ફાયદો થાય છે અને તેમના પોકારને આધીન થઇને રૈયતને માટે અતિશય અગત્યના પાણીના બાંધકામોને બાજુએ મુકીને રેલ્વે પાછળ પુષ્કળ ધન ખર્ચાય છે.** આ રાજનીતિ અસહ્ય છે અને તેનો જલદીથી અન્ત આણવા યોગ્ય પ્રયત્ન થવો જોઇએ.

ઉપર જણાવી ગયા પ્રમાણે કેટલાક ભાગોમાં પાણીના બાંધકામ વધારવાની ખાસ જરૂર છે. હાલ જે કામો ચાલે છે તે ઉપરાંત બીજા બેતાલીસ મોટાં બાંધકામો હાથમાં લેવાની સુચના પણ થઇ છે. એનો ખર્ચ ત્રણ કરોડ પચાસ લાખ પાઉંડ અંકાયો છે અને તેથી પંચાણું લાખ એકર જમી-

નને લાભ મળે એમ છે. પરંતુ તે માટેની યોજનાઓ સંબંધી તપાસ થાય છે અને એ તપાસમાં ને તપાસમાં કિંમતી વખત જતો રહે છે. પાણીના **બાંધકામ સંબંધમાં સરકાર તરફથી આવી રીતે ઢીલ થાય છે જ્યારે રેલ્વે બાંધવાનું કામ હંમેશ ઝપાટાબંધ થાય છે એ જાણવા જેવું છે.**

**૩ ઢોર વગેરે**—ખેડુતોની ખેતીને માટે પ્રથમની જરૂરીઆત બળદની છે અને ત્યાર પછી ખેતીને માટેના બીજા ઓજારોની છે. ઇ. સ. ૧૯૧૩-૧૪ ના વર્ષમાં બ્રિટીશ હિન્દમાં બળદ વગેરેની સંખ્યા ચાર કરોડ ઍંસી લાખની હતી તેમાંથી લગભગ ⅓ જેટલાં ઘરડાં અને ખેતીને માટે નાલાયક ગણીએ તો માત્ર એક કરોડ સાઠ લાખ બળદજ કામમાં આવે એવા છે. હવે ખેડાયેલી જમીન બધી મળીને બાવીસ કરોડ એકર છે એટલે સતાવીસ એકર જમીનેનેએક બળદની જોડ આવે છે. પરંતુ માત્ર બે એકર વવાતી જમીન ખેડવાને માટેજ એક બળદની જોડ જરૂરની ગણાય છે. **એટલે દેશમાં જમીન ખેડવા જોઇએ તેટલા બળદ નથી, એ તો દેખીતુંજ છે.**

**એ ઉપરાંત જે બળદો છે તે પણ સંતોષકારક હાલતમાં નથી.** દેશના મોટા ભાગમાં ચારાની તંગી છે તથા નવાં ઢોર ઉત્પન્ન કરવા તથા ઉછેરવા માટે જોઇએ તેવી સગવડ નથી. આથી કરીને બળદોની સંખ્યા વધારી શકાતી નથી એટલુંજ નહિ પરંતુ જે ઢોર ઉછેરાય છે, ઉત્પન્ન થાય છે, તે પણ પ્રમાણમાં નબળાંજ નિવડે છે. આ સંબંધમાં એ પણ સમજવાની જરૂર છે કે પશ્ચિમના મુલકોમાં ઢોરો માત્ર માંસ અને દુધને માટેજ ઉછેરવામાં આવે છે અને ખેતીનું કામ તો ઘોડાઓથી ચાલે છે જ્યારે અહિં હિન્દુસ્તાનમાં ઢોરો માત્ર ઘી-દૂધ પૂરાં પાડે છે એટલુંજ નહી પરંતુ ખેતીનું કામ પણ તેમનાથીજ ચાલે છે. એટલે આ દેશમાં ઢોરો સારાં થાય તથા તેમની સંખ્યા વધે, તે અતિશય અગત્યનું છે. એ વિચારતાં ચામડાંઓ માટે ફાવે તેમ ઢોરોને મારવામાં આવે છે, તે બંધ થવું જોઇએ.

ઢોરોના સંબંધમાં જંગલ ખાતાંનો વહીવટ ત્રાસદાયક અને હાનિકારક છે. **ઢોરોને માટે જોઇએ તેટલો ચારો મળતો નથી** અને તેથી તેમની સંખ્યા ઓછી થતી જાય છે તથા તેઓ નબળાં થતા જાય છે, તે સમજાયા છતાં ખેડુતોને તેમના ગામની સીમની ગૌચરણની જગ્યાઓ ઉપર વરસોથી ચાલતી આવતી રીત પ્રમાણે તેમનાં ઢોર ચરાવવા દેવામાં આવતાં

નથી કારણ કે એ સઘળી જમીન જંગલ ખાતાંની જમીન તરીકે ગણવામાં આવે છે. સરકારનું આ વર્તન અન્યાયી છે, અને તેથી તે સામે સખ્ત પોકાર થવો જોઇએ.

**આપણા દેશમાં ગુજરાત, મૈસોર અને નેલોરના ઢોરો ઉત્તમ ગણાય છે, પણ તેની સંખ્યા દિવસે દિવસે ઘટતી જાય છે,** અને જો વખતસર જરૂરી પગલાં નહીં લેવામાં આવે તો થોડાજ વખતમાં એવાં સારાં ઢોરો જોવામાં પણ આવશે નહી. ઢોર વિષેનો પ્રશ્ન અતિશય અગત્યનો છે છતાં તે સંબંધમાં સરકાર તરફથી પંજાબમાં હિસાર ખાતે થોડાક સાંઢ રાખવા ઉપરાંત કશું પણ થયું નથી. આ પ્રશ્ન સંબંધી ઇમ્પીરિઅલ ગેઝેટીઅરનો તંત્રી ટીકા કરે છે કે " ઘણા ભાગોમાં ચારાની એટલી તંગી છે કે ગાયો અને વાછરડાઓ ઉન્હાળામાં લગભગ ભૂખમરો વેઠે છે......અને જો કે આ દેશના ઢોર સુધારવાને માટે વખતોવખત પ્રયત્ન થયા છે પરંતુ કાંઇ પણ અગત્યનું પરિણામ આવ્યું નથી." આ પ્રશ્ન તરફ સરકાર કેટલી બેદરકાર છે તે તો ઇન્ડીઆ ઓફીસના હિન્દ સંબંધી ૧૯૦૧ થી ૧૯૧૧ ના વરસના રિપોર્ટમાં લીધેલી નોંધ ઉપરથી જણાય છે. એ ૪૨૭ પાનાના દળદાર પુસ્તકમાં ઢોરો સંબંધી માત્ર એકજ લીટી છે અને તે એટલીજ કે "હિન્દમાં ખેતીના સાધનોના આંકડાઓ અસંતોષકારક છે." વળી એ પણ જાણવા જેવું છે કે ૧૮૯૨ સુધી હિન્દુસ્તાનમાં ઢોરોની દવા માટે કશી સગવડજ ન હોતી ! અને ૧૯૦૩ સુધી સીવીલના નામથી ઓળખાતું ખાતું માત્ર લશ્કરને માટેના ઘોડાઓનીજ કાળજી રાખતું. ૧૯૧૧–૧૨ **માં આખાં હિન્દને માટે માત્ર ૩૫૩ વેટરનરી** (ઢોરોને માટે) **દવાખાનાઓ હતાં અને આખાં હિન્દને માટે સરકારે રાખેલી સાંઢોની સંખ્યા માત્ર ૭૮૨ નીજ હતી !** જેમાંથી ૫૧૭ તો પંજાબમાંજ હતા. એટલે દેશના બીજા ભાગને માટે તો માગ ૨૬૫ જ રહ્યા.

**૪ ખાતર.**—પાણી પછી ખેડુતોની મુખ્ય જરૂરીઆત ખાતર છે. આ દેશની અંદર ખાતર તરીકે સાધારણ રીતે છાણ વિગેરે વપરાય છે. પરંતુ એ **છાણ બધું ખાતર તરીકે વપરાવવાને બદલે તે કેટલેક અંશે સુકવીને છાણા તરીકે બાળવાના કામમાં વપરાય છે. જંગલ**

**ખાતાં તરફથી સસ્તાં લાકડાં વિગેરેની સગવડ મળી શકતી નથી એટલે ખેડુતોને છાણનો આવો ઉપયોગ કરવો પડે છે.** પરંતુ જો સરકાર તરફથી એ ખાતાંના સંબંધમાં દુર અંદેશી ભરેલી નીતિ અખતિઆર થાય, એટલે કે કોઇપણ રીતે ખેડુતોને બળતણની સગવડ થાય તો બધું છાણુ ખાતર તરીકે વપરાઈ જમીનને વિશેષ લાભ થાય. દિવેલી, ભોંયસીંગ અને કપાસિયાનો ખોળ ખાતર તરીકે સારા છે પરંતુ તે માટેની પરદેશની માગણી એટલી બધી છે અને તેથી તે એટલા બધા મોંઘા થઇ પડયા છે કે–આપણા ખેડુતો તેનો ઉપયોગ કરી શકે તેમ નથી. ૧૯૧૩–૧૪ ની સાલમાં લગભગ અગિઆર લાખ પાઉંડનો ખોળ તથા હાડકાં પરદેશ મોકલવામાં આવ્યાં હતાં તે જો અહિંજ રાખવામાં આવે તો તેથી ખેતીને ઘણો લાભ થાય. તેજાબ તથા બીજા રસાયણી પદાર્થોનો ખાતર તરીકે ઉપયોગ આ દેશમાં કરવાની જરૂર છે. તે સંબંધમાં કશું પણ થતું નથી. હાડકાંનો ભૂકો પણ ઓગળતાં સરસ ખાતર તરીકે કામ કરે છે પરંતુ તેનો ઉપયોગ ખેડુતોને ખબર નથી. વળી તે ભૂકો ઓગાળવાને માટે સસ્તી સલ્ફ્યુરિક એસિડની પણ જરૂર છે અને તે આ દેશમાં મોટા પાયા ઉપર બનાવવાના પ્રયોગો થવા જોઇએ. પરંતુ સરકાર આ બાબતમાં બેદરકાર છે અને રાંક ખેડુતોને સારાં ખાતર વગર ઓછા પાકે સંતોષ માનવો પડે છે.

**૫ કોઠાર નાણા તથા રેલ્વે સંબંધી સગવડ.—** યોગ્ય ભાવ આવે ત્યાં સુધી અનાજ સંઘરી રાખવા માટે ગોડાઉન **તથા નાણાં સંબંધી સગવડને અભાવે આ દેશના ખેડુતોને ઘણું ખમવું પડે છે.** સરકાર ધારો પાક ઉતરતાં તરતજ લેવામાં આવે છે તેથી ખેડુતોને ઓછે વત્તે ભાવે ઉત્પન્ન થએલું અનાજ વેચી નાખવાની ફરજ પડે છે. ગામડાઓમાં વ્યાજનો દર ઘણો હોય છે અને વ્યાજે લેતા ખેડુતને સાહુકારના પંજામાં સપડાવાનો ભય રહે છે એટલે સાધારણ રીતે તે પોતાનું અનાજ તરતજ વેચી નાંખે છે. અનાજ વ્હેલુ વેચી નાંખવાનું એક બીજુ કારણ ગોડાઉન વિગેરેની સગવડનો અભાવ છે. અમેરિકામાં મુખ્ય ગામોમાં અનાજ સંઘરી રાખવાને માટે સગવડ હોય છે અને ત્યાં સારી કિંમત ઉપજતાં સુધી થોડું દામ આપી

ખેડુત અનાજ રાખી મૂકે છે. સરકાર જો ખેડુતોની મુશ્કેલી સમજે તો તેણે સર **દીનશા વાચ્છા** કહે છે તેમ ઇજીપ્તના જેવી ખેડુતોને માટે એંકો ખોલી ખેડુતોને નાણાંની સગવડ કરી આપે તથા જરૂર જણાય ત્યાં ગોડાઉન વગેરેનો બંદોબસ્ત કરે કે જેથી કરીને ખેડુતો ઓછી કિંમતે પોતાનું અનાજ વેચતા અટકે. વળી અનાજ વેચવા કરવાના સંબંધમાં ખેડુતોને હાલ વેપારીઓને આધારે રહેવું પડે છે, તેમને એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલ મોકલવાને જોઇએ તેટલી સગવડ મળતી નથી અને તેને લીધે તેમને વખતો વખત નુકસાન વેઠવું પડે છે. **પક્ષપાત વગર ખેડુતોને રેલ્વે કંપની તરફથી જરૂરની સગવડ મળે** એવો સરકાર તરફથી બંદોબસ્ત થવો જોઇએ.

**૬ રસ્તા વગેરે**—ખેડુતોની એક મોટી ફરીયાદ રસ્તા વગેરે સંબંધી છે. બીજા બધા દેશોના પ્રમાણમાં આ દેશની સરકારની આવકનો મોટો ભાગ ખેડુતો પાસેથી મેળવાયલો હોય છે. છતાં સરકારની વ્યવસ્થા કે બાહોસીનો લાભ ખેડુતને મળતો નથી. પ્રજાના બીજા ભાગને માટે સરકારી નાણું છુટથી ખરચાય છે. શ્રીમંત શહેરીઓને માટે સુંદર રસ્તાઓ બંધાય છે. તે માટે વીજળીની ઝગઝગતી રોશનીની સગવડ હોય છે, ત્યારે **ખેડુતોના વ્યવહારને માટે રસ્તાની જરૂર જણાતી નથી**. સારા રસ્તા વગર તેમને ખમવી પડતી હાડમારીનો ખ્યાલ તો પટેલ બંધુમાંથી લીધેલા નીચેના ઉતારા પરથી આવે છે.

"આપણા રસ્તાઓ જુઓ ! મોટાર ગાડી દોડાવવા કરોડો રુપયાનાં ખર્ચે, ચપટી ધુલ પણ ન મળે એવા રસ્તાઓ બાંધવાના આ જમાનામાં આ દેશના ભીતરમાં પેસીને જુવો, તો માલમ પડશે કે હિંદની ૨૫ કરોડ ગામડાંની પ્રજાના ઉપયોગ માટેના રસ્તાઓની કેવી દુર્દશા છે ! ચોમાસુ આવે એટલે થોડા અપવાદ બાદ કરતાં લગભગ દરેક ગામોનોવ્યવહાર બંધ! એક બીજા ગામ સાથેનો વ્યવહાર ફરજીયાત તોડવોજ પડે. ગાડી ચાલવાની વાત તો દૂર રહી પણ પગે ચાલીને પણ ઘણે ઠેકાણે જવું અશક્ય થઇ પડે, કારણ કે નદી નાલાં કે ખાડી કોતરો છલાછલ ભરાએલાં હોય અને તેના ઉપર હજારે ૯૯૯ દાખલામાં પૂલ જેવું કશું હોતુજ નથી. ચોમાસામાં આપણું દરેક ગામ કાદવ કીચડના મહાસાગરમાં ઉભેલા બેટ જેવુંજ થઇ રહે છે. આવી સ્થિતિમાં પણ આપણને ધુંટણ જેટલા કાદવ કોદીને અને

છાતી સમાં પાણીના વ્હેળીઆં ઉતરીને વાવણી વગેરેની તક સાચવવાં જવુંજ પડે છે. આ દુઃખોનો ખ્યાલ શહેરોમાં વસનારાઓ કે કોરી મોસમમાં ગામડે ફરવા નિકળતા અમલદાર સાહેબોનો ક્યાંથી આવે? શું ખેડુતોના શરીર એવા વજ્રસમાન ઘડયાં હશે કે તેમને દરેક ગામની આસપાસ વિંટળાઈ વળેલા ગંધાતા પાણીના ખાબોચીઆંની હવાથી મલેરીયા લાગુ ન પડી શકે! ઘુંટણ ભાર કાદવ પાણીમાં જતાં તેને કાંટા કાંકરા વાગે નહિં કે શર્દી પણ ન થાય? હિન્દમાં મલેરિઆના તાવથી થતાં સંખ્યા બંધ મરણો બતાવે છે કે આ બધું બીજા મનુષ્યની પેઠે તેમને પણ અસર કરી શકે છે."

**૭ વેઠવારા**—પરંતુ આ દુઃખો હજી ઓછાં હોય તેમ તેમને માથે વેઠવારાનું દુઃખ રહેલું છે. સરકાર જે ભારે કર તેમની પાસેથી લેછે તેના બદલામાં તેમનું રક્ષણ કરવાને, તેમનું હિત સંભાળવાને રાવસાહેબ, ફોજદાર સાહેબ, તલાટી સાહેબ વગેરે અધીકારીઓ રોકે છે અને વરસે દિવસે ગામ દીઠ આંઠ દશ હજારની મહેસુલ આપવાનું બસ ન હોય તેમ વધારામાં આ અધિકારીઓની તેમને બરદાસ્ત કરવી પડે છે. તેમને મિષ્ટાન જમાડવાં પડે છે, તેમને સીધું સામાન, શાક તરકારી, દૂધ વગેરે પૂરાં પાડવાં પડે છે; તેમને વાળવાને, પાણી ભરવાને માણસો આપવા પડે છે; અને મુસાફરીને માટે ગાડાં વગેરેની પણ સગવડ કરવાની હોય છે. આ બધાને માટે સરકારનો હુકમ નથી. ખેડુતો એ સઘલું કરવાને બંધાએલા નથી. અને હીંમતથી સામે થાય તો તે ત્રાસ દાયક બંધનમાંથી છુટી પણ શકે; પરંતુ હાલ તુરત તો દેશના અસંખ્ય ખેડુતો આ જૂલમ મુંગે મોઢે ખમી રહ્યા છે.

આ કાંઈ ખેડુતોના દુઃખોની સંપૂર્ણ યાદી નથી. પટેલ બંધુના તંત્રી કહે છે તેમ એમના દુઃખોના પાર નથી. અને માત્ર તેના વર્ણનથી સુખી જનોને તેનો ખ્યાલ આવે એમ નથી. તો પણ એ દુઃખો વધતા ઓછા પ્રમાણમાં જાહેર પ્રજા સમજતી થઈ છે અને લોક નાયકો તથા છાપાઓ તો તે સામે વરસોથી પોકાર કરી રહ્યા છે, જો કે સરકાર પાસેથી ન્યાય મેળવી શકતા નથી. પરંતુ અમને લાગે છે કે એ **ન્યાય તો ત્યારેજ મળશે કે જ્યારે દેશમાં સાચું સ્વરાજ્ય સ્થપાશે, જ્યારે રાજ્યતંત્ર રૈયતને જવાબદાર બનશે.** એવું રાજ્યતંત્ર મેળવવાને માટે આજે દેશમાં સર્વત્ર પ્રયત્ન થઈ રહ્યા છે. તે માટેજ સ્થપાએલ હોમરૂલ લીગની સંસ્થા ભારે

ચળવળ કરી રહી છે. પરંતુ જ્યાં સુધી તે ચળવળમાં દેશની તમામ પ્રજા જોડાય નહિં, જ્યાંસુધી રૈયતને તેની સ્થિતિનું ભાન ન થાય, તેના ઉપર થતા જુલ્મથી તેને દુ:ખ ન લાગે, એ જુલ્મ વધુ વાર સહન નહીં કરવાનો તે નીશ્ચય ન કરે. અને તે માટેની લડતને અંગે મોટા ભોગો આપવાને તૈયાર ન થાય, ત્યાંસુધી એ ચળવળને સાચી ફતેહ મળવાની નથી. રૈયતને કાગળ ઉપર ગમે તેટલી સત્તા આપવામાં આવે પણ તેની તેને ખબર પણ નહીં હોય, એ સત્તાનો ઉપયોગ કરવાની તેનામાં સમજણ હિંમત અને આવડત નહી હોય તો તે નકામીજ છે. માટેજ રૈયતે જાતે પોતાના દુ:ખો સમજવાં જોઇએ, રાજકીય ચળવળમાં જોડાઈ તે સામે લડત ચલાવવી જોઇએ, અન્યાય દૂર કરાવી શકાય તથા જરુરની સગવડો મેળવી શકાય તેટલી રાજ્યતંત્ર ઉપર સત્તા મેળવવા પ્રયત્ન કરવોજ જોઇએ, અને મળેલા હકકોનો હીંમતથી ઉપયોગ કરવાને તત્પર થવું જોઇએ. આ કાર્યને માટેજ રૈયતને હોમરૂલ લીગની સંસ્થામાં જોડાવાનો આગ્રહ છે.

# મુંબાઈ હોમ રૂલ લીગ

## તરફથી પ્રગટ થતી સ્વરાજ્ય લેખમાળા અને પત્રિકા (ગુજરાતી

### સ્વરાજ્ય લેખમાળા

- નં. ૧. સ્વરાજ્ય શા માટે ૦—૦—૬
- નં. ૮. સ્વરાજ્ય ( ૧૯૦૬ કૉંગ્રેસમાં દેશભક્ત દાદાભાઈ નવરોજીએ પ્રમુખપદેથી આપેલું ભાષણ ) ૦—૧—૦
- નં. ૯. મિસિસ બેસંટનો છેલ્લો સં. ૦—૦—૬
- નં. ૧૨. સત્યાગ્રહનું રહસ્ય ( દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજીની ચળવળ ) ૦—૧—૦
- નં. ૧૪. મુંબઇની હોમરૂલ લીગ તરફથી નામદાર વાઈસરોય તથા નામદાર મોન્ટેગુને કરેલી અરજી. ૦—૦—૬
- નં. ૧૫. મિસીસ બેસંટનું ભાષણ. ૦—૨—૦
- નં. ૧૬. મી. જમશેદ મેતાનું ભાષણ. ૦—૧—૦
- નં. ૧૭. ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગની ૧૯૧૭ ની બેઠક વખતે સ્વાગત કમીટીના પ્રમુખ મી૦ અબદુલ લતીફ આહમદે આપેલું ભાષણ. ૦—૧—૦
- નં. ૧૮. ખેડુતોના દુઃખો. ૦—૧—૦
- નં. ૧૯. હોમરૂલરે શું જાણવું જોઇએ. ૦—૨—૦
- નં. ૨૦. લોકશાસન.

### સ્વરાજ્યપત્રિકા નકલ ૧ પૈ

- નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ
- નં. ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે
- નં. ૩. કેળવણી અને સ્વરાજ્ય.
- નં. ૪. હિન્દની ગરીબાઈ
- નં. ૫. મિસીસ બેસંટના સંદેશો
- નં. ૬. એકનીષ્ઠા અને પ્રમાણીકતા

---

# નામદાર ગોખલેના

## ભાષણોનું ગુજરાતી ભાષાંતર.

( સચીત્ર )

# ભાગ ૧ લો.

કીંમત દશ આના.

મળવાનું ઠેકાણું:—હોમ રૂલ લીગ—મુંબાઈ શાખા,
૨૫૧, હૉર્નબીરોડ, કોટ, મુંબાઈ.